# હૃદયપુષ્પાંજલિ.



રચનારઃ—‘ મસ્ત-મણિ. ’

તે

મણિભાઇ હરિભાઇ દેશાઇ.

પ્રથમાવૃત્તિ. ઈ. સ. ૧૯૧૭.



કીંમત ૦-૧૨-૦

આ પુસ્તક મુંબઇ, નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડપર લેડી નોર્થકોટ હિન્દુ ઑરફનેજ ઇં. એન. સેલર પ્રેસમાં ધોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે. અને મણિભાઈ હરિભાઈ દેસાઈએ મુ. ડાભેલ વાયા વલસાડમાંથી પ્રગટ કર્યું છે.

# વિજ્ઞાપના.

અનેક રુપે રહેલા એકને અનેક રીતે એક કાવ્યથીજ ઉદ્બોધી શકાય. વસ્તુના બાહ્ય કરતાં આંતર વિશેષ સંગીન અને ભાવસૂચક હોય છે; એટલે કિલષ્ટકાવ્ય-કૃતિની કંઇક ઝાંખી કવિ-હૃદય કરી શકે છે.

હાલર, }
૨૫-ડીસેમ્બર ૧૯૧૭. }

ૐ તત્સત્

'મસ્ત-મણિ.'

# કર્તાનાં બીજાં પુસ્તકો.

૧. પ્રભુભકિત.

૨. ગીતાંજલિ ( ભાષાન્તર. )

(૧) કીંમત એક રૂપીઓ અને

(૨) એક રૂપીઓ ચાર આના.

ટુંક મુદતમાં છપાશે.

પ્રેમવીણા ( કાવ્ય )

હૃદયપુષ્પાંજલિનું અંગ્રેજી ભાષાન્તર.

મળવાનું ઠેકાણું:—

મણિભાઇ હરિભાઇ દેશાઇ.

હાલર,

વાયા વલસાડ.

## ગ્રન્થ સમર્પણ

જેના મૂલ ધરી નીચે ઉતરતાં
આવ્યો મહાસાગરે
તેને પુષ્પ ધરું ભીંજાવી રસથી
આ કાવ્ય રત્નાકરે.

સાહિત્ય સાગરમાં શિશુ-લેખકનો પદસંચાર !!!

ગુજરાતી સાહિત્યમાં પ્રથમજ દૃષ્ટિમાં આવતુ.--

મહાકવિ રવિન્દ્રનાથ ટાગોરકૃત

સુવિખ્યાત કાવ્ય--

# ગીતાંજલિ.

નું

ગુજરાતી ભાષાન્તર.

ભાષાન્તર કર્ત્તા:—'મસ્ત-મણિ.'

જે કાવ્યથી આજ કવિ રવિન્દ્રનાથ ટાગોરનું નામ અમર થયું છે; અને જેના વાંચનથી વિદેશીય વાચકો પણ સ્તબ્ધ થઈ હિન્દ ભૂમિ પ્રતિ સ્નેહાર્દ્ર દૃષ્ટિએ તેના ગૌરવનું દર્શન કરતા ઉભા છે તે કાવ્યનું કેટલાંએ વર્ષથી અન્ધકારમાં રહેલું ભાષાન્તર ગુર્જર સાહિત્યમાં આજ પ્રથમજ મુકાય છે. કવિશ્વર ટાગોરની દિવ્ય લેખિનીમાંથી ઝરતો અમુલ્ય સુધારસ અંગ્રેજી અને બઙ્ગાલી જાણતા અનેક વાચકોએ લીધો છે પણ ગુર્જર સાહિત્ય અદ્યાપિ તેથી વંચીત રહ્યું હતું. એ દુર્ઘટ વિડંબનાને દૂર કરી આજ તે અપ્રતિમ પુસ્તકનું ભાષાન્તર ગુર્જર વાચકવૃન્દ સન્મુખ મુકાય છે.

સમય ગુમાવશો તો બીજી આવૃતિ સૂધી રાહ જોવી પડશે. ઘણાજ ઉચ્ચ કાગળો અને અતિ સુંદર બાઈંડીંગ છતાં કિં. રૂ. ૧-૪-૦.

સત્વર લખો:—

મણિભાઈ હરિભાઇ દેશાઈ.

મુ. હાલર.

વાયા વલસાડ.

# હૃદયપુષ્પાંજલિ.



૧

પ્રાચી રક્ત દીસે દિશા નભ વિષે-
આનન્દ વર્ષાવતી
રાત્રી પૂર્ણ થવે, પ્રભા અવનવી
તે સર્વને અર્પતી.

ઉજ્જ્વલ પ્રભાત પ્રકાશનાં
 દિગ્ સર્વ શાન્તિ થઇ રહી;
હૃદયોર્મિઓ મારી ઉછાળા
 નિજ તન સ્વયં નચવી રહી.

એ શુભ પ્રભાતે શીઘ્ર, યદિ
પ્રાચીન પૃથાની મંદતા
દૂર ના થતાં, મૃદુ કંપીને,
 ચાલ્યો હું દેશ મનાવવા.

હજી દ્વારમાં પદ ના પડયો
 છે, એટલે બહુ રોષથી-
વાંકુ નિહાળી, ગઇ પટે.
 ના જાણું ગઇ તું કયાં થકી?

જોતા ઉભો થઇ મુગ્ધ હું;
હા! શું બન્યું ના જ્ઞાન વા
તાદૃશ્ય સ્વપ્નવત્ બન્યું
 શું સત્ય કંઇ દર્શાવવા?

ભ્રમમાં પડયો:-તુજ દર્શને,
 'શું તું હશે કે ના હશે?'
આ રોષ શો તુજ આશ્રમે!
 શું હું અસત્ ભકતો હશે!

મુંબઇ, ૧૭-નવેમ્બર ૧૯૧૭.

## ૨

વનગર્ભથી, દુઃખ કંઇ સહી,
નિજપથ સ્વચ્છંદે કરી રહી,
વૃક્ષો-ઉપાધિ દૂર કરી,
હસતી હતી એ મર્મને.

મધુ મંદ કલરવ કરી વહે
સરિતા-જીવન, શુદ્ધ પ્રેમથી
મંજુલ સ્વરે ઉપદેશતી,
અટ્ટહાસ્ય કરતી ના કદિ-

કોઇ ક્ષુદ્ર જીવનો, મદ નહિ
છે લેશ જ્યાં, ત્યાં શું રહે?
ગણી સર્વ જીવ સમાન,
જલ પોતાતણું દે સર્વને.

કંઇકો પીએ, પગ ઢોળતા,
વળી કો'ક વ્યય બીજો કરે,
ના સ્પૃહા તેની રાખતી,
ચિહ્ને સૌ અન્તે એક છે.

મુંબઇ, ૧૫-નવેમ્બર ૧૯૧૭.

૩

નિરિક્ષણુ કરી કંઇક જોયું; ના ભાન થયું-
'શું હશે?' મન તરઙ્ગ ચઢી પુછે:-"સૌ ક્યાં ગયું?"

ઝઝુકે હા! ગર્ભિત વિજળી,
ના ક્યાંથી આવે જાણુતા
માનવ જીવો, તિમિરોદર મહિં
માયાની વર્ષા ધારતા-

શીર્ષે અતિ, ઉડી ચક્ષુ ચાલી કુતૂહલે
જોતા ઉપાધિ ક્ષુદ્ર વેશે,
નજરે પડી ત્યાં હા! જુવે
વિદ્યુત્ બ્રહ્મ-નભ વિલસે.

મુંબઇ, ૧૩-નવેમ્બર ૧૯૧૭.

૪

ગઇ રજનિ; વાસરનો સહજ
સંચાર વિશ્વે છે થયો;
તુષારનો પટ છે હજી
ગત્ રાત્રીની સ્થિતિમાં રહ્યો.

સહુ શાન્ત સૌમ્ય જણાય છે
અજ્ઞાનના અન્ધકારમાં;
સત્ અસત્ ત્યાં શું છે થતું?-
નવ જાણતું કો વિશ્વમાં.

પરિવર્તનો કંઇ અવનવાં
થાતાં હતાં એ રાત્રીમાં;
ના જાણતા સુતા જનો:-
'છે વિશ્વ આ કઇ સ્થિતિમાં?'

ઘન-ઘોર રાત્રીના સમે
પર પ્રભાથીજ પ્રકાશતો
ઝાંખી યદિ કિંચિત્ કરાવી
સ્વધર્મ ચન્દ્ર વિહારતો.

શશિરાણી ઝટ ચાલી ગઇ
પતિ પ્રેમ ઝાંખો જ્યાં થયો,
મુખ મ્લાન, મુકયું સ્વમાન,
આવ્યો અન્ત નિશ્ચે જાણીને.

આ અર્ધદગ્ધની સ્થિતિમાં,
સુમધુર પગલે આવતો,
વિલસી પ્રભાતે નભ વિષે,
આનન્દ તેજ પ્રસારતો–

–છે અસલ સ્વત: જેની પ્રભા–
તે દિનમણિ નિજ રુપને,
પટ દૂર થતાં, વિસ્તાર આપી
સ્વરશ્મિ અર્પે સર્વને.

મુંબઇ, ૧૪-નવેમ્બર ૧૯૧૭

૫

થયો જે હીન આંખોથી
મળે શું તેહને બીજું?
વૃથા એ શોધતો બ્રહ્મને
પડ્યો જે ભ્રમ અંકે શું?

મીંચાઇ ષડ્ વિકારોથી,
ફરી જ્યાં મોહની છારી,
જુવે શું ચક્ષુઓ એવી?
ભલે એ ફોડવી ધારી.

ન ચાલે ચર્ણો ને
શ્રમિત કર જ્યાં બે થઇ ગયા,
કરે શું જાણીને?
'પ્રબલ અનલ મધ્યે છે રહ્યા.'

કરો જે કામ ના આપે,
કહ્યું ના પાદ માને તો,
વૃથા તે રાખવા શાને?
સઉ-માયા ઉડાવી દ્યો.

પડે જ્યાં ધુપ માયાનો
શું જાણે માર્ગ ક્યાં આવ્યો?
રૂડી અજ્ઞાન અરણ્યે કાં
ભુ-વૃક્ષોમાં ફસાવાનો!

મુંબઇ, ૧૦-નવેમ્બર ૧૯૧૭.

૬

લઇ જ્ઞાન–‘ગુલશન’ પ્રેમથા
પાતો હતો મમ આત્મને,
ત્યાં ઘેન લાગી, બ્રહ્મને–
ભ્રમ ભાગતાં; ભુલ્યો તત્વને.

અતિ મિષ્ટ સ્વાદ જણાય
પણ ક્યાં મિષ્ટતા તેની રૂહી?
શોધ્યું પૃથક્ પટ બિન્દુએ;
ના મિષ્ટતા તોયે જડી.

‘ભૂલ્યો હશે શું?’ ભ્રમ કરી,
વિચાર–ચક્રે ત્યાં ચ્હડયો;–
“પરિવર્તનો શાં અવનવાં,
શું ‘ગુલશને’ મદ છે ભર્યો?”

હશે, તોય શું પીધું હવે,
ના! ના પીધું તે નવ થશે;
સતજ્ઞાન–મસ્તિ છે તહાં
કદિ ભ્રમ–વિષાદ રૂહી શકે?

શુદ્ધ–બુદ્ધ જ્યાં ચાલી ગઇ,
નવ લેશ ભાર જણાય જ્યાં,
ત્યાં મદ મહિં મદમસ્ત થાતાં,
અજ્ઞાન–કર્મો ક્યાં રહ્યાં?

મુંબઇ, ૧૭–નવેમ્બર ૧૯૧૭.

૬

ફૂલવાડી વિશ્વની શી ખીલી,
 મનહર સુગન્ધિત પુષ્પથી?
મધુકર અતિશય ગુંજતા
 સૌગન્ધ માટે મોહથી.

માણતો હશે આનંદ કે?
 નવ કોઇ તે વિષુ જાણતું;
પુછી જુવો અલિવૃન્દહૃદયાં-
 કે, "પરાગે શું રહ્યું?"

મુંબઇ, ૧૪–નવેમ્બર ૧૯૧૭.

૮

ઝટ નાવ ભવ–સાગર વિષે,
–ઉલ્લાસ અંતર ધારીને–
મુકવી ઘટે, અર્ણવ પટે,
નિર્ભય સ્વહૃદય વિચારીને.

ભલે! નાવ યદિ અતિ ડોલતી,
વિચિમાલ પર સફુરી જતી;
સહ દૃઢ કરી, તટ દૂર રૂહી
સુકાને સ્થિરતા ધારવી.

મારુત લ્હેરો આવશે,
વળી લ્હેરી ઉગ્ર કદિ થશે,
ભર સાગરે મોજાં–કુયોગો,
સ્નેહ ભુલી, ઉછળશે.

ઉંધી નાવ કરવા હરઘડી
રિપુ–ઉર્મિ તત્પર થઇ રહે
ભુલમાં ભમી કર છોડવે
સુકાન સાથે સૌ સમે.

મુંબઇ, ૧૬–નવેમ્બર ૧૯૧૭.

૯

ઉભો, લેશ નહિ સ્પૃહા તન તણી,
સૌ શાન્તિથી જોઇને,
એકાન્તે નિર્ભય બની; વન વિષે
તે ના જુવે કોઇને.

ઘન-ઘોર અરણ્યે એકલો;
પથ શુદ્ધ ક્યાંય જણાય ના:
ગર્જન અતિ દૂર નભ કરે
વર્ષા-ઉપાધિ ના મણા.

ભૂલ્યો આ દેશે નવીન પથિક તે
ના માર્ગ કો જાણતો;
જોયું શુષ્ક વને બહુ ફરી ફરી
ના સત્ય તે માનતો.

દુઃખ-અન્ધકારે ડુબી ગયો,
નવ ચન્દ્ર તેજ વધારતો,
ફીક્કો પડયો-દુઃખીયો થયો
યદિ શાન્તિ હૃદયે ધારતો.

માથેરાન, ૧૮-નવેમ્બર ૧૯૧૭.

૧૦

નાવિકો ભય પામતાં દૂર થયા,
 જ્યાં કાળ ઉભો દીઠો;
છોડી સઢ, સુકાન એ નાવના
 હા! સ્વામિને પણ ત્યજ્યો.

જુવે સઉ નૌકાપતિ કુતૂહલે;
 'આ દૃશ્યમાં ભેદ શો?'
ના જાણે શુદ્ધ રુપ તે, દૂર સદા
 એ દ્રોહીને પુછશો.

શું જાણે? નિજ રુપ નહિ સર્વને!
 -ગુણે સદા મંગલ-
ધાર્યું, "દૂર ગયા હશે સ્વકર્મે
 "તે આવશે તત્પલ."

ના દૃષ્ટે હજી કો પડ્યું પતિ તણે,
 'રે! ક્યાં જવું એકલે?'
એવો માર્ગ વિચારતાં મન હીંચે
 આશાનૈરાશ્ય ઝુલે.

માથેરાન, ૧૮-નવેમ્બર ૧૯૧૭.

૧૧

છે ભિન્ન ભિન્ન સ્વરુપ
    ઉપર રઙ્ગ કંઇકે અવનવા;
ચિત્ત જાણી નહિ તે વિભ્રમે
    નિજ રુપને અવલોકવા.

વિધવિધ મનોહર રઙ્ગ અઙ્ગ
ધારણ કરી પડદો કર્યો;
મૂલ રુપ-ભેદ જણાયના,
    ગર્ભિત હેતુ કયાં રહ્યો ?

ઝાંખી યદિ કરવા કંઇ–
    તે શુદ્ધ સ્વરુપ નિહાળવા-
ઉંચે, નીચે, સો બાજુએ
    જોયું, ન જાણ્યું લેશ; વા

‘એ રઙ્ગના પડદા નીચે શું ?’
કોઈ ના તે જાણતું,
અનિર્વાચ્ય રુપ તે તન તણું
    શુદ્ધ-બુદ્ધ દષ્ટે નવ પડયું.

મુંબઇ, ૬૫-નવેમ્બર ૧૯૧૭.

૧૨

જ્યાં જ્ઞાન-ભાનુ પ્રકાશતાં
અજ્ઞાન-અન્ધ
તિમિરને

દૂર ન્હાસવું પડતું હશે
ત્યાં શાન્ત વિમલ
પ્રકાશને

કંઇ માર્ગ શુદ્ધ મળી જતાં
કિરણો પ્રભાના
દિવ્ય તે

ઘન તિમિર દલને તોડીને
ઘટ શાન્તિ અન્તર
વિસ્તરે.

મુંબઇ, ૧૦-નવેમ્બર ૧૯૧૭.

૧૩

બંસીમાં તુજ ગાન સુણી ચમક્યો;
 ક્યાં નાદ આ થાય છે?
આકર્ષે મુજ ચિત્તને શ્રવણમાં
 શો સાદ એ ગાય છે?!

ના જાણું ચિત્ત કેમ ચંચલ બન્યું
 તે ગાનને સુણતાં?
એવું તે માધુર્ય શું પ્રણયે ભર્યું
 એ બંસીના રાગમાં?

પુછ્યું;–"કોણ બજાવતો બંસીને
 "એ દૂર બેસી રહ્યો?"
ના ઉત્તર મુજ પશ્નનો શ્રમ લઇ
 કો આપવા ઉદ્ભવ્યો.

આ હેરો. સહુ સુણતાં રહી ગયાં;
 ના ક્યાં થકી નાદ એ
ગ્રેરે ઘેન કરી સદા રસ વિષે
 આ સૃષ્ટિમાં ઉદ્ભવે?!

આથેરાન, ૨૪-નવેમ્બર ૧૯૧૭

૧૪

જે પુષ્પો દૂર દીસતાં ઉપવને
    આનન્દદાયી તથા
ચિત્તાકર્ષક, રુપ-રમણીય ને
    મોહ-સૌગન્ધદાતા;

તે પુષ્પોએ હસ્ત અડતાં સહજમાં
    આનન્દ તો ક્યાં ગયો!
સુરભિ તે લેતાં જરી અરે! અરે!!
    હા! નાસિકાને મળ્યો-

ઝેરી ડંશ. મુંઝે યદિ મન ઘણું:-
    "શું હું ભમ્યો પુષ્પમાં?
"ધાર્યાથી વિપરિત શું રુપ દીઠું,
    "હેં! દુષ્ટ આ વાસમાં?"

શોધે ક્યાં મધુકર રહ્યા સુમનમાં;
    ના દૃષ્ટિમાં આવતાં
ડંશી દૂર ઠરે સદા કુસુમથી,
    તોયે ન કો જાણતા.

માથેરાન, ૨૦-નવેમ્બર ૧૯૧૭

૧૫

ગત્ રાત્રિમાં શું શું બન્યું?
પરિવર્તનો પણ કંઇ થયાં!
હા! સ્વપ્નથી જાગૃત થતાં
એ સર્વ ક્યાં ન્હાસી ગયાં?

'શું તે હશે કે ના હશે?'
મન માંહિ તેહ વિમાસતો;
આ અર્ધદગ્ધની સ્થિતિમાં
નવ સત્ય એકે જાણતો.

"શું હું ઉંઘું કે જાગતો?
"આ સ્થિતિ પણ શું માનવી?
"હું કોણ છું ને ક્યાં રહું?
"આ સર્વ ઘટના શી બની!"

રે! તર્ક એવા કંઇક કરતો;
ભ્રમ-અન્ત ના આવ્યો હજી,
ચિત્ત ચક્ર પર ચ્હડતાં પડ્યું,
નિજ અક્ષિ ચોળે હસ્તથી.

જાગી જગત્ જોયું જરા જ્યાં
ભ્રાન્તિ ત્યાં ભાગી ગઇ,
હતું સ્મરણ પૂર્વનું જે રહ્યું
તે કલ્પના ખોટી ઠરી.

મુંબઈ, ૧૧-નવેમ્બર ૧૯૧૭.

૧૬

ગગને રસેન્દુ-પ્રકાશ છે
તોય રાત્રીનું રુપ છે રહ્યું.

ઝાકળ પડ્યું ત્યાં રાત્રીએ
વળી સ્થિતિ તે સહ પામીયું;
દૂર ના કદિ તે થાય, વિણુ
ભાનુ પ્રકાશે નગ ઘણું.

હજી બ્રાહ્ય મુહૂર્તે ઘનતિમિર
કંઇ દૂર થયું કંઇ છે રહ્યું-

ત્યાં પૂર્વમાં પ્રતિભા દીઠી
મદ મંદ મધુર સુહાવતી
ઝળહળ ઝળકતી જ્યોતિ
અતિ આનન્દ-નેહ વધારતી.

મુંબઇ, ૧૨-નવેમ્બર ૧૯૧૭

૧૭

પ્રિયમૂર્તિ દર્શન સદ્ય કરવા
    સંકટો શિર કંઇ વહ્યાં;
હે! કંટકોમાં પાદ અર્પી
    માર્ગ પણ ખુલ્લા કર્યા;

શીત હીમ જેવી નદ્યમાં
તરતાં નહિ એ હું બ્હીધો
તુજ કારણે, પ્રિય! શું કહું!
    હું જંગલોમાં કંઇ ભમ્યો.

"ક્યાં ગઇ પ્રિયા! ક્યાં તું ગઇ?"
મુખ સ્મરણથી ફીક્કું પડયું,
હા! નામ તુંજ લેતાં; અહાહા!!
જ્ઞાન પણ ચાલ્યું ગયું.

નહિ તોય તુજ દર્શન થયાં;
હા! ક્યાં થશે રે! તે ફરી?
શું વૃથા રઝડી હું મરૂં?
ના તું દયા કંઇ લાવતી

આહા! શું કરૂં? શું ના મળે?!
મુજ પ્રાણ પણ તું લે ભલે!!
તુજ એક દર્શન સર્વ છે
પ્રિયે! તે તું ના હા!! દે મ્હને.

અહા! સ્મરણ મુગ્ધ હું છું બન્યો;
તુજ કલ્પના પણ મિષ્ટ છે;
ક્યાં હું ભૂલ્યો કે સ્હજમાં
છોડી દીધી રે! મ્હેં ત્હને.

આથેસ્તાન, ૨૦-નવેમ્બર ૧૯૧૭.

૧૮

કહિ! અન્ધકારે છો ડુબ્યો !
ભલે! અસ્ત ઉપાધિથી થયો !
ક્યાં જીવ નહિ આ દેહથી
છૂટો થવા કહિ હો મથ્યો ?!

એ સર્વ ક્ષુદ્ર ઉર્મિ થકી
કંઇ પાર તત્વ અનુભવું;
ઉરવૃતિક્ષોભથી ઉચ્ચ વસ્તુ
તે સુણાવે અવનવૂં.

ચમકાર તેહ પ્રકાશનો
ઝાંખો થતો મમ કેન્દ્રમાં.
લઉં 'શું હશે ?' મન વ્યગ્ર એ
જાણું નહિ કઇ સ્થિતિમાં.

તદપિ ભુલાવતી સર્વને,
એ શાન્ત દિવ્ય પ્રભા મને
આનન્દ આપે અવનવો,
અવલોકી મન મમ બિમ્બને.

મુંબઇ, ૧૬–નવેમ્બર ૧૯૧૭.

•

૧૯

ઉંઘ—સ્વપ્ન ત્યાગી તત્ક્ષણે
ઉઠયો સફૂળો ભ્રમ લઇ !—

"'હું' કોણ ને ક્યાં આવીઓ ?
"આ વિશ્વ શું માયા નહિ ?
"છે આ સ્થિતિ શું સત્ય ?
"મિથ્યા કોને મ્હારે માનવી ?

"સ્વપ્નું ગયું ગઇ રાત્રીના
"આ તે સ્થિતિ શું ધારવી ?

"આ જોયું મ્હેં, તે જોયું મ્હેં
"તો કઇ સ્થિતિ સાચી લઉં ?
"પલ—વિપલ ભેદ જણાય, વળી
"વિશ્વે નિહાળું અવનવૂં."

મુંબઈ, ૧૨-નવેમ્બર ૧૯૧૭.

## ૨૦

"દીસે આ શું સર્વે ?
"તિમિર અતિ. આ સૌ ભુવનમાં ? !
"ઉરે શું થાયે હા !
"મલિન તત્વો કંઇ ભૂલવતાં–

"ન્હુડયો ચક્રે ક્યાંથી ?
"ભૂત ભમ્યો મહિં અન્ધ–અરણ્યે ?
"પડયો પંથે હું જ્યાં
"ગગન ગર્જે શું રોષ કરીને ?

"ધરૂં શાન્તિ ત્યાં તો
"મન બૃહદ્ ઉચ્ચાટ કરીને
"ધ્રૂજાવે અંગોને.
"ચિતવિહીન હૃદયાગ્નિ સ્મરીને–

"તિમિરે–અજ્ઞાને
"અચલ મનથી હું દૂર રમું.
"વૃથા હું આ શાને ?
"ધરી ઉપાધિ શિર ભમૂં ?"

ભમે છે એકાન્તે
પથિક ઉપઉદ્ગગાર કરતો.

માથેરાન, ૨૨–નવેમ્બર ૧૯૧૭.

૨૧

ધરી દિવ્ય દર્પણું હસ્તમાં
નિજ રુપને અવલોકતો.

ત્યાં જોયું તે દર્પણુ મહિં,
શું રુપમાં જાદુ ભર્યો!
ઘડી હર્ષ શોકની વિસ્મૃતિ
હા! સુખ તેથી ધારતો.

નિજ રુપ કો દી નવ દીઠું
તે આજ જોવાનું મળ્યું-

(હા! શું અલૌકિક રુપ તે!!
સૌ પૂર્ણ ઓજસમય બન્યું!!!)
થયો મુગ્ધ તેથી તેહમાં;
નહિ જોયું પૂર્ણ વિકાસ શું?

મુંબઇ, ૧૨-નવેમ્બર ૧૯૧૭.

## ૨૨

ચિત્તે ધ્યાન સદા નિત્યે
        પ્રિયમૂર્તિનું છે રહ્યું;
સ્મરણ કરતાં પાછું
        તે, "જ્ઞાન ક્યાં ન્હાસી ગયું ?"

પુછે અન્તર મુજને.
હા ! હા !! સ્મરી હું શું કરૂં ?
ભુલું ના યદિ ભુલું તો
        સ્મૃતિમાં પ્રથમે રમ્યું.

ગુણાતિત કથું ક્યાંથી ?
        રુપે સુંદર તું દીસે;
મૂર્તિ મનહર ત્હારી
        મૃદુ મૃદુ કંઇ હીસે.

નેત્રો તુંજ પુનિત છે
કંઇ, વંદુ હું તે સદા.
સ્હૃદ્દમાં રે ! પ્રિય !! તું છે
        પ્રેમે શાન્તિદ સર્વદા.

આ[illegible]ાન, ૨૧ નવેમ્બર ૧૯૧૭.

૨૩

બેઠો શાન્તિ સહન કરતા
 નિજ બ્રહ્માંડ-પિંડે,
ઉપાધિ સ્મિતમય શું માને
 નિશ્ચિંત દર્શાવીને.

ભુલે તે નિજ રુપને નાવ કદિ
 તે વિશ્વને જાણતો;
'સૃજ્યું શું?' સૃજનાર વિણુ ના
 રે! કોઇ તે જાણતો.

કૃતિ ભેદે સહજ રમરતાં
 ભિન્નતા સર્વ ભાસે,
નિહાળી તે ઘન તિમિરને
 કૃતિથી કાંઠ રીઝે.

દેખે જે તે રુપ ભૂલી જતા
 વિસ્મૃતિના કારણે;
તોયે પિંડે મધ્ય સ્થિર થઇ
 દેખતાં ત્રિભુવને.

માથેરાન, ૧૫-નવેમ્બર ૧૯૧૭.

## ૨૪

પાછો વળ્યો તુજ દ્વારથી,
ગૃહ છોડતાં ભુલ્યો તને.
જો કે દીધા'તા સપથ મ્હેં
નહિ ભૂલવા પ્રિય! તુજને

હું શું ક્ષમા માગું ફરી?
આ દ્રોહીને શું યોગ્ય છે?!
ના! ના!! ક્ષમા તું આપતી
કંઇ કર્મ વધુ કરવા મને.

છું હું સ્થિતિમાં જે રહ્યો,
—આ દુ:ખના પડદા નીચે—
હા! હા!! મને તે યોગ્ય છે
કરજે સદા તું જે રુચે

ભૂલ માફ ના કરતી કદિ
અક્ષમ્ય ગુન્હો મ્હેં કીધો
'તું ના ભુલી, હું તે ભુલ્યો'
શિર દોષ છે મ્હેં તે લીધો.

માથેરાન, ૨૪—નવેમ્બર ૧૯૧૭.

૨૫

આવીને તુંજ દ્વારે હું
સ્થંભ્યો, બોલ્યો નવ કશું;
જાણ્યું આવે લેવા તું
સ્નેહી ને પ્રેમી જો છું.

જોયું ત્હેં ગૃહમાંથી સૌ;
ના ઉત્તર કંઇ આપવા
ધાર્યું; મ્હેં શાન્તિ લીધી
કરવા દુષ્તપશ્ચર્યા.

કીધો સાદ હઇ નામો
વિવિધ મ્હેં સૌ રુપનાં,
શું સુણ્યું ના ત્હેં સઉએ?
કે શું દીધી ત્હેં હાકના?!

કણ્ઠે શુષ્ક ઉપાધિથી તો
થાક્યો હું બુમ પાડતાં;
કંટાળી ચાલ્યો અન્તે
શું જાણે તું તે સર્વના?!

માથેરાન, ૨૬-નવેમ્બર ૧૯૧૭.

૨૬

છે તુજ અનન્ત કર્યો હું આ,
આ વિશ્વ પણ આનન્દ છે;
સર્વે કર્યાં એ સાધનો,
તું સાથએ સર્વે રમી.

કંઇ વાર અશ્વે તું ચ્હડયો,
કોદી પડયો ના તું દીઠો
વન-પર્વતે કંઇ તું ભમ્યો
ઝરણો ઉતારી સર્વ કો.

આ દિવ્ય ભૂમિ ક્યાં કરી!
શું ખેડવા મન ત્હેં કર્યું ?!
હા! તો ભલે તુજ મોજ છે
મ્હેં સર્વ ચર્ણે છે ધર્યું.

તુજ મધુર બંસીમાં રૂહી,
કંઇ નાદ ત્હેં ક્હાડ્યા નવા,
ગિરિ ગિહ્વરે, કોમલ કરે,
લઇ સાથ એ સાધન સદા.

તુજ હસ્તના શુદ્ધ સ્પર્શથી
ખીલતી જતી તે બાંસુરી
કંઇ રાગ નૂતન ક્હાડતાં
રસ ઐક્યમાં ડુબવી રહી.

તે તાનમાં વધુ લીન થાતાં
જ્ઞાન-ભાન જતું રહ્યું;
આનન્દ રશ્મિ પ્રગટતાં
ઘટ તિમિર-દુઃખ ત્યાં દૂર થયું.

આ પાત્ર ત્હેં ઠોળ્યું ફરી
હર પલ વિપલ મલ દૂર થતાં
જલથી ભર્યું કંઇ વાર ત્હેં
શક્તિ નવીન કંઇ પ્રેરતાં.

એ પાત્રની શી શુદ્ધતા
કંઇ બાકી રૂહી છેશું ખરી ? !
કે રમત કંઇક નિહાળવા
પૂર્યું ફરી એ તેજથી ?

માથેરાન, ૨૫ નવેમ્બર ૧૯૦૭.

૨૭

ચરણુથી ઉડતાં રજ જે પડે,
તુજ પ્રસેદ અહા ! તનથી ઝરે,
મુખથી અમૃતધાર સદા વહે,
શિર થકી મનુ જે મનસા ધરે–

તત્વદ શ્વાસવાહક–નાસિકા
સ્વપુનિતા તુજ ઘર્ષણુથી થયા.

તુજ દૃષ્ટિ, તુજ પ્રેમ કટાક્ષ હા !
સુખ સુધાનદીનેજ વહાવતા;
સ્મિત મધુ કંઇ સ્હજ ફરી રહ્યું
તુજ મુખે, નિજ આનન્દ અર્પતું.

સુખદ પૂર્ણ વિમલ શું રુપ છે ?
મન હરે ચિત્તપાવનકાર તે.

માથેરાન, ૨૪–નવેમ્બર ૧૯૨૭.

૨૮

પૂછ્યું મ્હેં ગોપાલકને;–
" રે! છે ક્યાં તુજ આત્મિય?
" ના દીસે ત્હયાં એ રમતો
" મૂકી હઇ ગો ચારવી?

"શું રીસાયો તમથી તે ?
"કાં જૂદો તમથી પડયો ?
"ભૂલ્યો શું જઇ ગૌ લોકે ?
"ના સ્પૃહા કંઇ રાખતો."

બોલ્યો ત્યાં અશ્રુપૂર્ણાર્દ્ર-
લોચને, બાલ સુમૃદુ,
જાણે અભ્રથી ઘેરાયો
ગગને રમ્ય રસેન્દુ;-

"'શું જાણી છોડયા અમને
"ગૌ ચારતા રોષે ભર્યા'
"પૂછ્યું જો કે બહુ તોયે
"ના ઉત્તર કંઇ આપતાં-

"છોડી સદ્ય ગયો કયાં તે
"જાણે છે નિજ અંતરે.
"ભૂલ્યો તો કદિ ના હોયે
"પ્રતીતિ તેની છે મ્હને."

"છે એ બાલ સખા ત્હારો;
"ભૂલ્યો શું ક્ષણ એકમાં ?
"ના લીધો તુજને સાથે
"રાખ્યો શું આ અરણ્યમાં ?"

બોલી એવું ધરી શાન્તિ
પ્રશ્નોત્તર નિરિક્ષતો.
"રે! રે!! ના પૂછો મુજને;
"અજ્ઞાને અન્ધ છું ડુબ્યો.

"બોલીઃ—'જાઉં હું રમવા
'આવું છું ક્ષણ એકમાં?
"ભૂલી મ્હેં કહ્યું;–'જા.' ફરી
"આવ્યો નહિ તે દૃષ્ટિમાં."

એવાં આર્દ્ર વચનથી
ગોપાલો દુઃખમાં દ્રવે;
શાન્તિ તોય ધરાવીને
આવ્યો હું નિજ આશ્રમે.

માથેરાન, ૨૫ નવેમ્બર ૧૯૧૭

૨૯

જ્યાં આજ્ઞા કરતો મ્હને
  કંઇ રાગ નૂતન કૂહાડવા
મૃદુ સંગિતે, રસ સુખ આપી,
  વિશ્વને ડોલાવવા.

ત્યાં હૃદયમુજ ઉત્સાહથી
તુજ શબ્દનું પ્રેર્યું, અરે !
ઘેલું બને; ના જાણતું
  એ ઘેનમાં તે શું કરે ?

પુછ્યું તથાપિ તોય ત્હેં,
  આજ્ઞા દીધી મુને ફરીઃ—
" ગા ! ગા ! નવીન કંઇ રાગ કૂહાડી
  " સંગિત ધ્વનિ કંઇ સાંભરી."

નમી જોયું મ્હેં મુખ ચન્દ્ર પ્રતિ
હા ! દિવ્ય ઓજસ આપતું
મધુ સ્મિત કરી, નિજ દૃષ્ટિથી
  મુજ વદન-કમલ વિકાસતું.

મુજ સંગિતે છે મગ્ન તું
જાણું બધું તે પ્રેમથી;
  યદિ જાણીને ભુલું હું તો
  શું સાર છે મુજ ગાનથી ?

માથેરાન, ૨૯-નવેમ્બર ૧૯૧૭.

૩૦

દિન અસ્ત હજી ના છે થયો
ત્યાં પ્રેમથી પ્રિય બોલતા;
આવ્યા જનો કંઇ કાર્ય અર્થે
બ્હાર ગૃહની સ્થિર થયા.

" રાત્રિ વિસામો લઇ અમો
" ચાલ્યા જશું નિજ ધામમાં;
" કિંચિત્ ભૂમિ દીધ અલ્પ તો
" રહેશું અમો બહુ સુખમાં."

ધરી શાન્તિ બેઠા તે સઉ
    ગૃહઅન્ત ખુણામાં, પછી
બોલ્યા ધીરે રજની થતાં:—
    "કરશું અમે ગૃહકાર્ય સૌ."

જ્યાં મધ્ય રાત્રી થઇ દીઠી,
મુજ પૂનિત દ્વારોમાં થઇ,
પેઠા અગોચર માર્ગથી,
    હા! ગુપ્તચર તેના બની.

જાણ્યું, દીઠું મ્હેં સર્વ તે.
    છુપા રહી તે બહુ ભમ્યા;
ત્યાં રત્ન હસ્તે અડકતાં
    નિજ બુદ્ધિમાં પલટી ગયા.

રહ્યો હેવી જેહ પ્રસાદ ત્યાં
તે રત્ન—પારિતોષિકે
તુચ્છ પ્રબલ હસ્ત પછાડતાં
    ચમકયા કો દિવ્ય પ્રકાશને.

માથેરાન, ૨૭–નવેમ્બર ૧૯૧૭.

૩૧

ઉદધિ મહિં ઉંડે જતાં
નિરખી અગાધ સમુદ્રજલ,
ચિત્ત ક્ષોભ પામી વ્યગ્ર થાતાં
ઉર્ધ્વ વહે આ તનસલિલ.

શું કરે? આવ્યો મધ્યમાં,
ન્હાસીને હાવાં ક્યાં જવું?
જ્યાં નિકટ તટ નહિ દૃશ્ય ત્યાં
રહ્યું હસ્ત વારી પછાડવું.

**માથેરાન, ૨૭ નવેમ્બર ૧૯૧૭.**

૩૨

છે એક સખા એક નામ,
સૌનું સરખું છે કામ,
છોડી સુખ ગૃહઠામ,
  ફરવા, દુઃખ સહી વનવને.

ત્યાં મૂક્યો એકે હાથ,
છોડી દીધો સંગાથ,
થતાં ઉભય અનાથ,
  ચાલ્યા, ભાર ધરી તનમને.

પ્હોંચ્યો એક મહાવનમાં,
શાન્તિ ધરીને તે મનમાં,
કંપીને દુખથી તનમાં,
  માર્ગ જૂવે યદિ, ધનવને.

બીજો લઇ આંતર બલ,
રહી નિજ સ્વરુપે નિર્મલ,
ધરી હૃદયે શ્રદ્ધા અચલ,
  કાપે નિજ પન્થ અઘોરવને;

જયાં રમ્ય એક પ્રદેશ,
જાણીને એજ સ્વદેશ,
ખુલ્લો કરી આંતર વેશ,
    ઠર્યો, જઇ શાન્તિનિકેતને.

માથેરાન, ૩૦ નવેમ્બર ૧૯૧૭.

૩૩

તું શું દુ:ખ નહિ સ્વયં દૂર કરે ?
આવ્યો હું જ્યાં દ્વારમાં;
માગું પાદ પડી મહા પુનિત આ
'બેસો પ્રિયે ! નાવમાં.

આનન્દે તમ સાથ ખેલ કરતાં
જાશું પ્રિયે ! દૂર જ્યાં
ખેલી લુબ્ધ થતાં અહા ! રસ વિષે
સ્નેહાર્ણવે નાવમાં—

હીંચીશું બહુ વિચિમાળ પર; ને
બાઝી રતિ રેલતાં
પામી ઐક્ય પ્રિયે ! ભૂલી દુ:ખ સૌ
એકએકના ભાવમાં—

જોશું શાન્તિદ સયન કરતો.
દૂર હંકારીને ત્યાં
પૂછે તો કહીશું: "અમે પ્રિયજનો
"છે ખેલતાં નાવમાં."

માથેરાન, ૩૦–નવેમ્બર ૧૯૧૭.

૩૪

જાગૃત, સુષુપ્તિ, સ્વપ્ન શું?
  નહિ એક એહમાં સત્ય જ્યાં
માનું હું કોને સત્ય ત્યાં
  નહિ સ્થિર સ્થિતિ એકમાં.

લઘુ સૌ સ્થિતિ પલટી જતાં
મન સ્થિરતા નવ ધારતું,
ભુલી ભમી બહુ સ્થિતિઓમાં
  વ્હેમ અંતર આણતું.

ચિત્ત સ્થિરતા જ્યાં નવ થઇ
  ત્યાં શાન્તિ આવે ક્યાં થકી?
ભૂલથી ભમે શું ત્રિભુવને!
  સ્થૂલ સ્થિતિ મિથ્યા માનવી.

યદિ છે બધું જે વિશ્વમાં
તે કોઇક અગોચર હેતુથી;
ચિત્ત સ્થિર કરી તે નીરખતાં
  સમજાય તે નિજ સ્થિતિ.

માથેરાન, ૨૮—નવેમ્બર ૧૯૧૭.

૩૫

પાસે બેસી રહી, સદા સુખ લઇ,
અંઙ્ગ શું અઙ્ગો મિલે,
બંસીનો ધ્વનિ ઔર કો નવીન હો !
આ ભુવને ઉછળે;—

સુણી તે રસ–નાદ થાય સરવે,
સૌ ઘેનને છોડતાં,
સ્વપ્નો ત્યાગી તત્ક્ષણે લીન થતાં,
ધ્યાની, વીણા સુણતાં;—

ધ્રુજે ભૂમણ્ડલ વળી ધ્વનિ સુણી
કંપે યદિ તારકા;
સુરખી ત્યાં શું મલય–અનિલની
ઉમતા કો જૂવે હા!—

ના તોયે હજી જાગૃતિ મમ ચિતે;
ત્યાં ઘોર નિદ્રા રમે!!
બંસી પૂર્ણ થતાં અહા! મમ પ્રભુ !!
ચાલ્યો તું શું છોડીને ?!

હાલર, ૨૪ મી ડીસેમ્બર ૧૯૧૭.

૩૬

કંઇ સાગરે પડતાં ડુબ્યા,
કંઇકો પડયા વમલે વળી,
ભવ-સાગરે મોજાં અહા !
રિપુ બની ઉછળી રહી,

ડુબાવતાં મન ધૈર્ય—ધારી
જનને, અતિ આનન્દથી
કુદતાં, ફરી વળી હોંસ ધરી
ડુબાવવા ભય મૃત્યુથી.

હું પણ પડયો એ અર્ણવે
કંઇ યોગ દૈવી અનુસરી,
ત્યાં દૂરથી ઉર્મિ દીઠી
મુજ પ્રતિ કોપથી આવતી.

" ડુબ્યો ! ડુબ્યો !! વદી વેણુજયાં
જલધિક્ષિતિજ નિહાળતો
નવ ઉદક નવ પોતે જહાં
ત્યાં, 'શું' હશે ?' હું વિમાસતો.

હાલર, ૨૩-ડીસેમ્બર ૧૯૧૭.

૩૭

જે વ્હે છે મુજ અઙ્ગમાં ફરી ફરી,
નાડી સહુ ફોરતાં,
રાત્રિદિન, તરઙ્ગમાલ--જીવની,
તે રેલવે વિશ્વમાં.

ખેંચે છે સહુ જે સલિલ તનનું
ખેંચશે સર્વનું તે;
પૂરે છે રસ-ગાન જે મમ ચિત્તે,
તે પૂરશે સર્વને.

તાલેતાલ મિલાવી રાગ નીરખી
જે મર્મસ્થાને કુદે છે,
છન્દો કો'ક આનન્દના રચી કરી,
તે નાચશે ભૂ-વને.

જે પ્રાણે, રહી ગુપ્ત શાન્ત નિશ દી,
ભૂમિના રોમકુપે,
તૃણે તૃણે પૃથક્ સૌ સઞ્ચાર જ્યાં
હર્ષનો થાય નિત્યે;-

તે પ્રાણે કુસુમો વિકાસ ધરતાં
ને પલ્લવો ફુટતાં;
તે સૌ પ્રાણ અનન્ત હા ! મમ હૃદે
રે' છે પ્રીતે ખેલતાં.

મૃત્યુજન્મ બે ભાઇ નૃત્ય કરતા
જે સાગરે છોળમાં
તે સાગરની છોળમાં શું રૂહીને
જે પ્રાણ ઉંચે ચ્હડે.—

તે પ્રાણે હા ! જીવન આ રસરસી
હીંચે વિધિમાલમાં,
આનન્દે તે માલ પર રમી રમી
ભૂલે ઉપાધિ તહાં.

અઙ્ગ અઙ્ગ મધુર પ્રાણ ! ભરીને
ચેતના સર્વ ઠાલે;
તું રાખે આ ભૂશરીર ભુવને
સ્થિર સ્થિતિ મહિં એ.

કાલર, ૨૪–ડીસેમ્બર ૧૯૧૭.

૩૮

પુષ્પ એક વાડીમાં મ્હેં
દીઠું, ત્હેને લીધું સાથે;
પેખિ પેખિ રાજી થાઉં
સુગન્ધે લોભાઇને.

પુછયું તેને;--"સૌગન્ધ આ
"આવી કયાંથી ત્હારા મહિં?
"નહિ હતું પૂર્વે એવું;
"યોગ શું મળ્યો છે કંઇ?"

પુષ્પે કીધું હાસ્ય મૃદુ,
જોઇ મ્હારા મુખ પ્રતિ;
બોલે વેણુ કોમલ શું;—
"વસન્ત વિહારે વસી--

"આવ્યો એક દિન એવો,
"સુરખી મલય થકી
"આવી અનિલની; ત્યાંથી
"વીકસ્યું છું હું હોંસથી.'

હાલર, ૨૫-ડીસેમ્બર ૧૯૧૭.

૩૯

સરીને નભ ઉચ્ચ અપાર થકી,
નિજ અંગે શું સાજ વિચિત્ર સજી,
રૂહી ગુપ્ત સ્વરુપ વિષે શું હજી,
સુખ દે તું અનેક રુપે સઉને.

રથ રંગે નવીન તણો કરીને,
અભ્રોની શું શ્વેત ધ્વજા ધરીને,
રસી સુવર્ણ તણી સૂર્યે રસીને
નિજ અશ્વ કો દિવ્ય નચાવી રહ્યો.

રથ–ચક્ર તણા ચમકારે ધ્રુજે
બલયુકત ભૂમિ; લઇ ઉગ્ર સજે
મારુત ધ્વજા નિરખી રહુજે;
કંપે છે તિમિર તે શબ્દ સુણી.

નહિ તોય હું જાગુ શું નિદ્રા મહિં?
મમ વિણુ ન કો હીનભાગી અહિં!
દઉં દોષ હું કોને? જ્યાં કો'જ નહિ;
નિજ દોષથી રોજ દુઃખી રહું છું.

હાલર, ૨૪-ડીસેમ્બર ૧૯૧૭.

૪૦

તપી તાપથી બળતાં અતિ
નવ સ્નેહ પોતાનો ત્યજે;
રજનિ બધી ગાળી વિયોગથી
તોય નવ છુટી પડે.

છુપો રૂહે કદિ દિનમણિ
નવલેશ તેથી ચલ થતાં,
કરી દૃષ્ટિ દીર્ઘ યદિ સદા તું
રાહ જૂવે પૂર્વમાં.

વિલસે પ્રભાતે નભ વિષે,
તવ તું રવિકર પીડતાં,
સ્પર્શે અહા! તે પ્રેમના
વિકસે ઉઘાડી ઉર ત્યાં

નલિની! ભૂલે તું પ્રેમ ના;
નહિ પ્રેમ બીજે ક્યાં ઠરી
વિકસે, બીડે અહ! પદ્મ આ;
ઉંચે મણિ પ્રતિ નીરખી.

હાલર, ૨૫-ડીસેમ્બર ૧૯૧૭.

૪૧

સંગાથે જ્યાં કરતાં ખેલ,
મૂકીને નિજ આંતર મેલ,
ભૂલી સર્વ પ્રપંચ અલેખ
રમતાં હસતાં શાન્તિથી.

પૂછ્યું મ્હેં નહિ ત્યાં તુજને;-
"છે તું કોણ? કહે મુજને"
આનંદે ભૂલી સઉને,
લોભાઇ તુજ કાન્તિથી.

લજ્જાનું નહિ ભાન જરી,
ભયશંકાને દૂર કરી,
નિશ્ચિંતે તુજ સાથ રહી
જીવન વધતું ઉત્ક્રાન્તિથી.

જ્યાં ખેલ પુરો થઇ તું ચાલી,
હસ્તે મુજને દેતી તાલી,
ત્યાં જોતો ઉભો હું વ્હાલી!
તુજ રુપ રસીલું શાન્તિથી.

માથેરાન, ૧-ડીસેમ્બર ૧૯૧૭.

૪૨

કંઇ રાતદિન રડતાં વિત્યાં
તુજ શોકના અહુ !! કારણે
આ અશ્રુપૂર્ણથી ચક્ષુએ
સાક્ષી પૂરે છે સર્વ તે.

ના જો હજી તું માનશે
તો દેહ આ પણ દૂર કરી,
સ્મરીનામ તુજ આ મુખથી,
દર્શાવવો ઉચિત્ ગણી-

તુજ પ્રેમ કાજે પ્રેમ મુજ,
માનીશ કૃતાર્થી હું થયો;
પણ આ દશાથી છોડ તું
છું શોકમાં ડુબી રહ્યો.

**માથેરાન, ૧-ડીસેમ્બર ૧૯૧૭.**

૪૩

છોડી આ ગૃહ તુજ કાજ અરણ્યે
છું હું ભમ્યો એકલો,
ના તોયે હજી તું જડી જગતમાં.
આ શોકનો દિન શો?!

શોધું ક્યાં તુજને હવે ફરી ફરી
થાકયો હું તો ચાલતાં;
શાને આવાં રસદ ખેલ કરીને
છે મુજને પીડતાં?!

આ અરણ્યે ઘનઘોર જોઇ સવે
મ્હેલુ વિચાર્યું મને;-
" શાને ત્યાગી સ્વકર્મ-ધર્મ વળી હું
" શોધું વને તુજને ?"

દુ:ખો હા! પ્રિય થાય તુજ સ્મરણે,
પ્રેમે સહુ ભૂલતાં;
ગુફા હા!! પ્રિય ધામ લાગે મુજને
તુજ મૂર્તિને શોધતાં.

સંતાઇ ક્યાં ખેલ કરતી ઘનવને ?
રે! ખેલ પૂરો કરો;
જાણ્યું તુજ મહાત્મ્ય આજ સહુ મ્હેં!
ના યોગ્ય સંતાપવો.

શું આ આદ્ર હૃદયથી નવ દ્રવે ?
શું વજ્રને છે ભર્યું ?
અ હૈયે તુજ. શેષ પ્રેમ સ્મરીને
ના કાં કદિ તે રડયું ?!

છે તુજને અટ્ટહાસ્યસમ બધી
ચેષ્ટા રતિવાહિની!
કંપે છે મુજ હૃદય તે જાણતાં,
હા! ના કદિ ત્યાગતી!

માથેરાન, ૧-ડીસેમ્બર ૧૯૧૭.

૪૪

વહેતી મંજુલ સ્વર એક નદી,
ધરતી હતી સ્વાર્થ ન લેશ કદિ,
પરમાર્થ શીખાવતી કાંક યદિ,
નિજ રુપ વિષે વિલસી રહી છે.

'ખરખરર !' અવાજ કરી વહતી,
ઉર્મિય ઉછાળી એ રાજી થતી,
સ્વચ્છંદે નિજ માર્ગ કરી વધતી
નિજ લક્ષ્ય પ્રતિ નીરખી રહી છે.

નહિ બાજુ ફરી દૂર દૃષ્ટિ કરી,
ગર્ભે કો વિચિત્ર હા! સૃષ્ટિ ધરી,
અહા, રુપ જૂદુ ! કરી વૃષ્ટિ ફરી
નિજ સ્વાંગ સદા પલટી રહી છે.

જલ મિષ્ટ જણાય રુપે રંગે,
પરિવર્તન પામતું તે સંગે,
તોય શુદ્ધ નહિ એકે ઢંગે
નિજ રુપરસે રમતી રહી છે,

માથેરાન, ૧–ડીસેમ્બર ૧૯૧૭.

૪૫

સંગિતોથી રસ રેલી,
શોધ્યું દ્વાર ફરી ફરી
કંઇ કાળે જીવનના
ના તોયે હજી તે જડયું.

દ્વારે દ્વારે ફરીને હું
થાકયો તેમની સાથમાં;
ભ્રમ્યો કંઇ વિશ્વે તોયે
નવ આવ્યું તે હાથમાં.

જીવનમાં શીખ્યો હું જે
  તે સૌ આ તુજ સંગિતે;
માર્ગો શુભ બતાવીને
  ચાલે છે મુજ પૂર્વ તે.

સંગિતે હું લુબ્ધ થઇ
છું ભૂલ્યો નિજ ભાનને,
સુણ્યું સર્વ હજી તોયે
  ના મૂક્યું નિજ માનને.

દૃષ્ટિ સમક્ષ તે લાવે
તારક-ગ્રહ નવીન હા!
સંતોષ્યો નહિ હું તેથી
  રસ ભૂલું હું એમ કાં?

ચાલ્યો ચિત્ત રસે સ્થાપી
દેશો દિવ્ય આનન્દના
વાસર રજનિ ત્યાં હું
  અન્તે પ્હોંચ્યો ત્યારે હા!

કો પ્રસાદ મહાદ્વારે,
થાકી લોથ થયો જ્યારે.

માથેરાન, ૨-ડીસેમ્બર ૧૯૧૭.

૪૬

મંગલ પ્રભાતે ગોષ્ટિથી
નક્કી કર્યું'તું દૂર જવા
તુજ સાથ બેસી નાવમાં
સુખાર્ણવે હંકારવા.

હું તું અને ના વિશ્વમાં
કો જાણતું; 'છે ક્યાં જતાં?
'ક્યાં પર્યટન આ આપણું
'કો દેશ ને શા અન્તમાં?'

તે અતટ સાગર મધ્યમાં
સ્થિતિ નાવની જ્યાં થઇ હતી
ત્યાં સ્નેહરસ ઉડતાં અહા!!
વિચિમાલ પ્રિયકર લાગતી.

ત્યાં વિશ્વોપાધિથી મુક્ત થઇ
છુટયાં હતાં દુ:ખ જાળથી,
ભૂલ્યાં તહાં દિનરાતને
પર થઇ અહા!! તે કાલથી.

આ નાવ ક્યાં લંગર કરે,
નિજ સદૃઢ સઢને છોડતું;
યદિ રાત્રિમાં તે ક્યાં રહે?
છે કોણ તે સૌ જાણતું?

માથેરાન, ૨–ડીસેમ્બર ૧૯૧૭.

૪૭

ઘેરાયું નભ અભ્રથી પલકમાં
દિશા ધરે શ્યામતા,
વાયુ જોર કરી પીડે જગતને
પ્રાબલ્યને ધારતાં;

આભે વિદ્યુત ઘોર ગર્જન કરી
બ્હેકાવતી ચિત્ત ને;
વર્ષા ક્રોધ કરી અહા! રિપુ બની
ફેંકે નીચે વારિને;

તે યોગે તુજ પાસ આવી મળવા
ચાલ્યો મુકી સર્વ હું.
ઘેરાયો દુઃખ શોકથી, નહિ કદિ
"પાછો ફરી જાઉં હું"–

એવો તર્ક થયો અહા! મમ ચિત્તે.
ના દુઃખને જાણતાં
પ્રેર્યો હા! તુજ પ્રેમનો બળ ધરી
ભૂલ્યો વ્યથા સ્નેહમાં.

માથેરાન, ૨–ડીસેમ્બર ૧૯૧૭.

૪૮

ત્યજીને તુજ રાજ્યસિંહાસન
મૂકી સિદ્ધ, અચલ, દૃઢઆસન
આવી ઉભો મમ કુટી દ્વારે.

ગાતો હતો શાન્ત એકાન્ત ખૂણે
પૂહોંચ્યો સ્વર તિક્ષ્ણુ જહાં કર્ણે
આવી ઉભો મમ કુટી દ્વારે.

ધ્વનિ સંગિતનો જ્યાં અભિવાદ્યો
આકર્ષક ચિત્તને અનુરાગ્યો
થઇ શાન્ત ઉભો રહ્યો તું ત્યારે.

વધુ સંગિત લીન થયો જ્યારે
ભૂલ્યો તુજ ભાન સૌ ત્યારે
'તું આવીને ઉભો કયારે ?'

સ્વર દિવ્ય પૂહોંચ્યો જ્યાં ગગને
જોયો મ્હેં તુજને સૂક્ષ્મ મને
આવી ઉભો મમ કુટી દ્વારે.

માથેરાન, ૩-ડીસેમ્બર ૧૯૧૭.

૪૯

શોધી તને ગૃહ સર્વમાં
ના તો હજી તું શું મળી ?
ખુણે ખુણા શોધી વળ્યો,
કાં સર્વ નિરાશા મહિં ?

મ્હોટું નથી ગૃહ મુજનું
કે શોધતાં તુજને ભૂલું ?
જો કો ગયું એકવાર તો
હું નવ ફરી તે સાંપડું.

છે મુજ અપૂર્વ આ ગૃહ અહા !
હું જાણીને તેમાં ભમૂં
દ્વારો સઉ ખુલ્લાં છતાં
ના પાર તે કો પામતું.

એ ગૃહ મહિં તું કયાં રહી
સૌ શાન્તિથી જોયા કરે ?
હું શોધું છું બહું તોય તું
જડતી નથી મુજને અરે ! !

માથેરાન, ૩-ડીસેમ્બર ૧૯૧૭.

૫૦

જીવનમાં ચિરકાલ
સદા રાખી હૃદયે
પ્રભાત ન મુખ દેખે
તેજ મ્હારું દાન છે.
જીવનનું શેષદાન
જીવનનું અન્તગાન
અહા! પ્રભુ તુજ માટે
તેજ મ્હારૂં દાન છે.

વાણી જહાં શેષ રૂહી
પાર નહિ બાંધી શકે
ગાન તેને સુર હઇ
તાન નહિ સાંધી શકે.
ઉભી રહે ચુપચુપ
તરુણિ નવલ રુપ
મારે જે કટાક્ષ અહા!
તેજ મ્હારૂં દાન છે.

ફર્યો જેને હૃદે રાખી
દેશ દેશ દૂર કંઇ
વિકાશ પતન મ્હારૂં
તેની બાજુ પડે છે.
વિચાર ને કાર્ય મહિં
નિદ્રા અને સ્વપ્ન મહિં
ઇશ્વરત્વ ભોગવે જે
તેજ મ્હારૂં દાન છે.

એકાન્ત અલગ રહી
જોતી જાય સર્વ કંઇ
તોય ન લેપન ત્હેને
લેશ અડે લાગે છે.
ઘણા જન આવી દ્વાર
માગે ત્હેનો હસ્ત-હાર
તોય ન સમર્પે પ્રેમ
તેજ મ્હારૂં દાન છે.

દુઃખ સુખ જાણે નહિ
પ્રેમથી જે પ્રકાશે
દર્શન તે દે ન કોને
સ્પર્શે તુજ વિકાશે.
વિશ્વમાં ન કોઇ એક
જેણે તોડયો તેનો ટેક
પ્રતિજ્ઞાન ત્હારૂં ઇચ્છી
આશા એજ માન છે.

માથેરાન, ૧૫-ડીસેમ્બર ૧૯૧૭.

## ૫૧

વીણા જ્યાં પડતાં ધીમી
   સ્વર આકર્ષણ સૌ ગયું;
સૂત્રો સ્થૂલ બની ત્યાંતો
   ઘેરે છે નિજ ચિત્તને.

કાલા અભ્ર થકી પટની
ગગને વિપક્ષ જ્યાં સહી,
ઘા કીધા તડિતે ત્યારે
   ચમકાવી નભ કેન્દ્રને.

ગર્જન દૂર ક્ષિતિજમાંથી
   કંપાવે ધૂલિ-ધરણીને
ધબકારા સુણીને ત્હેના
   ન્હાસે છે મન સ્થિરતા.

વીણા સાદ ગયો ડુબી
ગુહા-અન્ધ તિમિરમાં
પામ્યો લય ફરી ફરીને તે
   ધરીને સ્વર કંઇ દિવ્યતા.

માથેરાન, ૪–ડીસેમ્બર ૧૯૧૭.

૫૨

નદી ઘોર ભયાનક શુન્ય તીરે
પુછ્યું કુતૂહલથી મ્હેં અરણ્યે;-
" અહિં કોણ રૂહે ભય ત્યાગી સહુ ?
" જન ! બોલ હું તોલ નવીન લઉં ! "
મન જાણતું ના ચિત્ત સૂજતું કાં
વન શાન્ત એકાન્ત કોલાહલમાં ?

પ્રતિ ઊત્તર આપી ધ્વનિ પડદે
દૂર થાય કહી વચનો મુજને:-
" અહિં શાન્ત એકાન્ત વને રહું હું
" ગણી યોગ્ય એકાદ દિને મરવું. "
થઇ સ્તબ્ધ હું તો વચનો સુણીને
ધરી ધ્યાન ઉભો ઘનઘોર વને.

માથેરાન, ૧૫-ડીસેમ્બર ૧૯૧૭.

૫૩

છે વ્હેતા મમ પ્રાણનો રસ ઝરો
આનન્દદાયી સદા;
હ્યો જે યોગ્ય જણાય અમૃત-ધરા!
છે આપને કાજ આ.

જોવી મુજ નયન થકી સૃષ્ટિને
હે! પ્રાણ—દેવા!! ફરી,
સંગિતો મુજ કર્ણદ્વાર રહીને
તુજ સુણવાં શાન્તિથી,

છે એ તુજ અગાધ ગુઢ રસ ને
આનન્દ હા! એજ છે.
રંગે રેલી તું રાત દિન રુપમાં
અન્તે પછી વિલસે.

સૃષ્ટિ તુજ વિચિત્ર વાણી રચતી,
સંગિત પ્રેમે પૂરી,
પામે છે ગતિ ગાન ત્યાં પ્રીતિરસે
જ્યાં ખીલતાં પ્રાણથી.

આયેશાન, ૧૫-ડીસેમ્બર ૧૯૧૭.

૫૪

હૃદયે તુજ ગ્લાનિ છે,
હજી આંખ ઘેન ઘેરી રહે;
કંટક વને રાજ્ય કરે,
કુસુમ રુપ કર ધારીરે!

નહિ શું ખબર તને તેની?
જાગ તું આ વાર જાગ!
નિદ્રા ઝટ હેની ત્યાગ!!

કઠિન પથની શેષે,
અગમ નિર્જન દેશે,
બેસી રૂહી પ્રાણુ જૂવે
રાહ ત્યાં મલિન વેશે.

સ્મર પ્રેમ નવલ રુપ જેની!
જાગ તું આ વાર જાગ!
નિદ્રા ઝટ હેની ત્યાગ!!

મધ્ય સૂર્ય રશ્મિ તાપે
સકલ આકાશ ઢાંપે
ઉષ્ણ વાયુ પ્રબલ પીડતાં
તૃષા થાય માપ અમાપે;

મન તહિં સામર્થ્ય લેની!
જાગ તું આ વાર જાગ!
નિદ્રા ઝટ હેની ત્યાગ!!

હૃદય-ગુફાની મહિં
આનન્દ શું છેજ નહિ?
અહા! દુઃખ બાંસુરીના
રાગ નિજ રુપે સહી.

ધ્વનિ કો'ક ઔર કૂહેની!
જાગ તું આ વાર જાગ!
નિદ્રા ઝટ હેની ત્યાગ!!

સંગિતનું એક તાન,
કરાવી અમૃત-પાન,
સાંધી સાજ તાર સહુ,
ગા તું કો નવીન ગાન;

મૃદુ સ્વરે તું માગ હેની!
જાગ તું આ વાર જાગ!
નિદ્રા ઝટ હેની ત્યાગ!!

પ્રાતઃપ્રભા ઝબુકે
આકાશ અગાધ કુપે
ઢાંકે દિન પૃથ્વીને ત્યાં
મોહિની સુવર્ણ રુપે;

ન્હાસે છે તિમિર જોની!
જાગ તું આ વાર જાગ!
નિદ્રા ઝટ હેની ત્યાગ!!

માથેરાન, ૧૫ ડીસેમ્બર-૧૯૧૭.

## ૫૫

નહિ પાસ તુજ માગ્યું કશું,
  નહિ નામ મ્હેં મ્હારૂં લીધું;
વિદાય લઇ પન્થે પડયો
  ત્યાં મૌન મ્હેં સાધી લીધું.

જ્યાં વૃક્ષનો છાંયો હતો,
  કુવા નિકટમાં, ત્યાં ઉભી;
જલ પૂર્ણથી ભરી ગાગરો
  ગજગામિની ચાલી જતી.

દઇ સાદ મુજને બોધનાં
કહ્યું;–"ચાલ, અલિ! આ! સંગમાં
"પ્રાતઃ પ્રભા નભસૂર્યને
"વરમાલ ધરશે સ્હજમાં."

નહિ સાંભળ્યું કંઇ; શાન્તિથી
વિચાર વમલે હું પડી;
મનઃકલ્પના કંઇ અવનવી
આવી મને ભેટી પડી.

પદધ્વનિ સુણ્યો મ્હેં નહિ;
તું આવી ઉભો ક્યારથી?–
પણ દૃષ્ટિ જ્યાં મુજ પર પડી,
મુખ, અક્ષી ફીક્કી મ્હેં દીઠી.

ત્યાં રુદિત સ્વરથી ત્હેં કહ્યું;–
"તૃષા પીડિત હું પથિક છું"
જાણી વ્યથા મ્હેં સ્વર થકી,
કંઇ કારણે છે શ્રમિત તું.

મુજ દિન-સ્વપ્નોમાંથી હું
જાગી કરુણ સ્વર સુણતાં,
મમ પાત્રમાંથી જલ દીધું,
ભેગા કરેલા હસ્તમાં.

વનપત્રે ખળખળ ધ્વનિ કર્યો,
કોયલ ટહુકી તિમિરમાં,
પુષ્પો સુગન્ધી મસ્તીની
ફેલાવતાં વિકસી રહ્યાં.

મુજ નામ-સંજ્ઞા જ્યાં પુછી
અહો ભાગ્ય મ્હેં મ્હારૂં ગણ્યું;
હું મૌન થઇ ઉભી વિચારૂં;-
"શું કાર્ય મ્હેં એવું કર્યું?"

થઇ ગુપ્ત તે ચાલ્યો ગયો;
ઉજ્જવલ પ્રભાત પ્રકાશતાં,
વિચાર-ચક્રે હું ચ્હડી
થઇ લીન તે તાદૃશ્યમાં.

માથેરાન, ૧-ડીસેમ્બર ૧૯૧૭.

## ૫૬

શીર રોમભર્યે જલપાત્ર ધરી,
માલા રસની કણ્ઠે અર્પી,
કંઇ શાન્ત એકાન્ત જગ્યા નિરખી
કટિ હાથ દઈ મૃદુ ચાલતી તું.

નયનો ચઞ્ચલ ચિત્ત ચોરી કરે,
ગૃહ માંહ્ય ધીરે જઇ બેસી ઠરે,
પછી ધૂર્ત થઇ મૃદુ કંઇક હીસે;
નવ ભાન તને કરે કાર્ય તું શું ?

વસ્ત્રો તુજ વાયુ અપાર બળે
ઉડતાં નવ જોર કર્યાં તે ખળે,
પણ રાજી થઇ તું અકાળ કળે
ઉભો કરી દ્રષ્ટિ તુજ અઙ્ગ જ્યાં હું.

મળી દ્રષ્ટિ શું દ્રષ્ટિની સાથ જહાં
રસ ઐકય વિષે ડુબતાં અહ ! ત્યાં
ગજગામિની ! રુપ અહો તુજ કયાં ? !
ભૂલ્યો ભાન કહાં હું ઉભો રહું છું.

માથેરાન ૧૬–ડીસેમ્બર ૧૯૧૭.

૫૭

મમ જીવન ઉન્નતિમાં
ફેરવી રઙ્ગીન છાયા
દિવ્ય તુજ દીપ્તિએ, તે
પુરે કો વિચિત્ર માયા.

રાખી તુજ અંશ દૂર,
બજાવે મધુર સુર,
બેઠાં બેઠાં પુરી તાન;
સ્વભેદે બની છે કાયા.

દિવ્ય કોઇ અશ્રુ પુરી
ત્યજી દઇ સર્વમાન
ગગને કો શબ્દ રચે
દ્રાવક વિરહ ગાન.

ઉર્મિ પડે ઉંચી નીચી
સમુદ્ર દે આંખ મીંચી
તોય હે અનન્ત પ્રાણ
પીઠ રસ-ઐકય તાન.

પીઠ પુંઠ જે ધર્યું છે
આસન સુંદર મ્હારૂં,
વાંકથી વિચિત્ર બની,
અંતરે છે જેવું મ્હારૂં.

મધુર મોહક અને
સુખદ સતેજ બને
આસન છે જ તોય
નયનથી સર્વ સારૂં.

તુજ મુજ મિલનથી
આકાશ વિકાસ ધરે;
સંગિતે હા? તુજમુજ
વાયુ દ્વિવેગ આદરે.

સંતાકુક દાવ મહિં
-દુઃખનું જયાં ભાન નહિ-
યુગો યુગ વહી જાય
કાલને તે શું કરે?

માથેરાન, ૧૬-ડીસેમ્બર ૧૯૧૭.

૫૮

હું માગતો ફરીને ભિક્ષા
ગામના અનેક પથે,
આવતો મ્હેં દીઠો ત્યારે
બેસી કો સુવર્ણ રથે-
અપૂર્વ એક સ્વપ્ન સમ
નયને લાગ્યું તે મમ

નૂતન શું શોભા તેની !
શું વિચિત્ર સાજ !
વિસ્મયથી ધાર્યું મને;-
'આવે કો મહારાજ.'

મ્હેં ધાર્યું;' આજ શુભ દિન
આવ્યો બહુ કાલ પછી.'
ઉર્મિઓ ઉછાળા મારે
ભાવના વિચિત્ર કથી.
ઉભો ત્યાં હું માર્ગ પર
ખુલ્લા કરી દાન- કર

આશાથી પ્રફુલ્લ થઇ
સુવર્ણના તાનમાં;
' મહારાજ દિસે છે કોઇ
હસાવશે દાનમાં.'

ત્યાં રથ જ્યાં હું ઉભો હતો
આવીને તે સ્થિર થયો.
મૃદુ સ્મિતે નીચે આવી
ભાગ્ય મુજ જોતો રહ્યો.
ધરી મુખ પ્રસન્નતા,
ભૂલીને સકલ વ્યથા,

ભાગ્ય મુજ ઉઘડશે
એ આશમાં તણાઇ જઇ
ઉભો દૂર કર કરી
બોલ્યો ત્યાં તે હાસ્ય કરી:-

શું "લાવ કંઇ આપવું છે?"
ચકિત હું શબ્દે થઇ
રાજા ભિક્ષા માગે એ શું ?
ઘટના વિચિત્ર નહિ?!
ભિખારીથી ભિખ પુછે
કેવલ કૌતુક એ છે!

શરમથી મૌન થઇ,
ઉભો રહ્યો નીચું જોઇ;
ઝોલી મહિં હાથ નાંખી
આપ્યો ન્હાનો કણ લઇ.

જ્યાં પાત્ર ખાલી ઘરે કર્યું;
જોયો ભિક્ષા ધાન્ય મહિં
સુવર્ણ એક ન્હાનો કણ
આશ્ચર્ય શું? પાર નહિ.
ક્રન્દન મ્હેં અતિ કર્યું
સાથે સાથે એવું ઇચ્છયું;-

"આપે તે સુવર્ણ થાય,"
સ્વાર્થથી લોભાઇ કંઇ,
"તેને આપ્યું કેમ ન મ્હેં
"સર્વસ્વ ત્યાં રાજી થઇ."

માથેરાન, ૧૬-ડીસેમ્બર ૧૯૧૭.

૫૯

ઘેરાઇ જ્યાં રસદ પટથી
શાન્તિથી ત્યાં હું સુતી;
હસ્તો તુજ કપોલ ફરતા
ફેરા પ્રેમના વેગથી.

આલિંગી બહુ ગાઢ કરથી,
વેલી બની દ્રુમને,
દે છે શું તું સમાધિ રુપની
કાં પ્રેમથી મુજને ? !

નિદ્રામાં તુજ સ્વપ્ન રમતાં,
વર્ણો અધિકાં ધરી,
સ્વપ્ને કલ્પિત સુખ ગણીને,
હું મોજ ત્યાં માણતી.

છોડી ત્યાં તું શયન–ગૃહ ક્યાં ?
રે ! દૂર ન્હાસી ગયો ?
મુકીને જુઠ સ્વપ્ન–ભ્રમમાં
ક્યાં ત્યાગીને તું રહ્યો ?

માથેરાન, ૧૭–ડીસેમ્બર ૧૯૧૭.

૬૦

તેજ મ્હારૂં શેષ ગાન
સર્વ રાગિણી પૂરે-
મ્હારો સર્વ આનન્દ ત્યાં
મિલે છે ત્હારે સુરેઃ—

જે આનન્દે ભૂમિ હસે,
પુષ્પ પલ્લવ જેથી રંગે છે
આનન્દે અધીર બની;

જે આનન્દે વિકાસ પતન,
ભૂલી જઇ ઉભય સ્વતન,
નાચે છે વિશ્વવાટિકામાં;

તે આનન્દે જન્મ—મરણ,
ચિત્ર વિચિત્ર વરણ,
બજાવી નવીન સુરે-
સર્વ રાગિણી પૂરે.

આનન્દ અમૃત-પાન
કરાવી જગાડે જે
પ્રાણ દિવ્ય કાંક અર્પી
પક્ષીને ઉડાવે તે;

જે આનન્દે દિશા હીસે,
વાયુ વળી અતિ રીઝે,
શાન્તિ દે છે રજની,

જે આનન્દે અશ્રુ જલથી,
ધોવાઇ રકત સતદલથી,
વ્યથા જાય વિશ્વ-મૃતિકામાં,

તે આનન્દે ભુવન નાચે;
સ્વામી જોઇ તે સઉ રાચે,
છતાં શબ્દ એક ન સ્ફુરે
તે મિલે છે ત્હારે સુરે.

માથેરાન, ૧૭-ડીસેમ્બર ૧૯૧૭.

૬૧

બેઠા સર્વ સભા ભરી ગગનમાં,
કો ગોષ્ટિના કારણે,
તારા, ચન્દ્ર, વિરુપ સૂર્ય ધરીને,
સૌ સાથ બેસી કૂહે;-

" આ આકાશ અગાધ નીલ તલમાં,
" કાં દિવ્યતા છે સ્ફુરે!
" શું આનન્દ અપૂર્વ રુપ ધરતો
" આ આભમાં વિચરે?!

" શું છે પૂર્ણ છબી અહા! મનહરા
" કો રંગ અંગ રચી?
" દૃષ્ટિએ પડતી અહિં નવીન હા!
" આ સૃષ્ટિ શું કો નવી?"

ત્યાં ઘેરે નભ અભ્ર શ્યામ પટથી,
દિશા ડુબાવી બધી
જૂવે રુપ તહાં સભા કુતૂહલે
તે અન્ધકારે મથી.

માથેરાન, ૧૭-ડીસેમ્બર ૧૯૧૭.

૬૨

પ્રાતઃપ્હોર થયો જ્યારે,
પ્રાચી રક્ત દિશા દીસે;
ક્રોધે લાલ કરી અક્ષી,
ગર્જાવી કૂહે અન્ધને;-

" રાત્રી રાજ્ય કર્યું તોયે
" ના તું તોષ હજી ધરે;
" જા થા દૂર કરી મોઢું
" કાળું મેસ લપેટીને."

વેણો ક્રોધિત સુણીને
દાઝયું અંતર અન્ધનું;-
' રાજા રાત્રીનો હું છતાં
સુણું છું નીચ શબ્દને.'

રજની-દંડ ધરી હસ્તે
ઉભો પન્થ શું ઘેરીને,
ક્રોધે શ્યામલ શું મુખે?
રેઙ્ગા અન્ધ લગાવીને.

તેડયું સાંય તણા કાર્યે
મારુત સૈન્ય પતિસઃ
આવ્યે ઉભા સૌ સાથે,
પૂર્વે દૃષ્ટિ આરોપીને.

એસી ગુપ્ત રથે ત્યાં તો,
કનકે રસીને ધ્વજા,
રોષે રક્ત કર્યાં નેત્રો–
ડોલાવી નભ કેન્દ્રને.

દેખી દૂર રથે બેઠો
દેવી દેવ કો તેજનો,
કંપે અન્ધ પ્રભાવેથી,
ત્યાગે છે નિજ દંડને.

વાયુ બાજુ દઇ ત્યાગી,
ભેળાયો રવિ સૈન્યમાં;
નૈરાશ્યે ત્યાં અન્ધયદિ
ન્હાસે શુભ વિચારીને.

ચાલ્યો, દૂર ગયો, પ્હોંચ્યો
દ્વારે ઇન્દ્ર તણા મહા;
માગે છે નિજ ન્યાય તે,
પેખિ ઇન્દ્ર સિંહાસને:-

"ક્હાડી દૂર મ્હને મુક્યો
"સૂર્યે ક્રોધ કરી તદા
"લીધું રાજ્ય હતું મ્હારૂં
"ઝુંટાવી, દઇ ત્રાસને."

ઇન્દ્રે આપી કહ્યું શાન્તિ;-
"નહિ એવું થાયે ફરી,
"દર્શાવી નિજ નીચતા,
"બોલાવીશ હું સૂર્યને.

ચાલ્યો અન્ધ ગયો ત્યાંથી;
બોલાવે ઇન્દ્ર ભાનુને;
કહ્યું તિમિરે જે બધું
કહ્યું તે ફરી સૂર્યને

ભાનું હાસ્ય કરી મૃદુ,
દૃષ્ટિ ઇન્દ્ર પ્રતિ કરી,
ન્યાયે સ્થિર રહી ચિત્તે
બોલે છે શુદ્ધ શબ્દને;–

" જુઠાં વેણથી તમને
" અન્ધકાર શું વિભ્રમે!!
" દોષ નથી એમાં મ્હરો
,, જોતાં લેશ વિચારીને.

" હું ના હોઉં તહા આવી
" બોલે છે નિજ ફાવતું
" લાવો મુજ સ્હામે તેને
" ના વદશે કો વેણને."

માથેરાન, ૧૭–ડીસેમ્બર ૧૯૧૭.

૬૩

નગ શીખથી,
ધરી વેગ શી!
ઉતરી અહા!
વધતી હતી.

મંજુલ સ્વરે,
રસથી અરે!
ઉર્મિ વદીને
ઉપદેશતી.

નિજ રુપથી,
રસ કુપથી,
રહી જીવન
બતલાવતી.

થઈ લીન ત્યાં,
ભળતાં જહાં
મધુ સાગરે
રસ રેડતી.

માથેરાન ૧૮-ડીસેમ્બર ૧૯૧૭.

૬૪

મ્હને પ્રભુ! તું અશેષ કરે છે
એવીજ શું લીલા ત્હારી?
ઢાળે ને વળી ફરી તું ભરે છે
નવીન જીવન-વારી.
કો સમે ગિરિ કો સમે નદી તીરે,
ન્હાની બંસીને મધુર સ્વરે પૂરે,
કો સમે તાન બજાવી દૂર ફરે,
તું બાંસુરી ધરી મ્હારી.

ત્હારા અહા! એ અમૃત સ્પર્શે
મ્હારૂં હૃદય ખાલી
સીમા ભૂલીને અતુલ હર્ષે
ઉથલી ઉઠે વાણી.
મ્હને (પ્રેમ કરી) એક મુઠી ભરી
દે છે તું દાન દિવસવિભાવરી
કંઇક યુગ એમજ ગયા સરી;
છું હું બે કર-ધારી.

૬૫

ખરે જ્યાં પ્રેમનાં ફૂલડાં
મધુરાં ગન્ધ વાહક તે:
રતિ રસ રેલતો રહે જ્યાં
ડુબાવી દુઃખ દર્દોને:-

દયાનો મેઘ જ્યાં વરસે,
ગગન જ્યાં હેતથી ગર્જે
દિશા જ્યાં પ્રેમ પૂરીને
જગત્ આનન્દ ધરી લે છે:-

સુખોના સાગરો જ્યાંથી
ઉછાળા મારતા ત્યાંથી,
શશિ પણ તેજ લે જ્યાંથી,
રવિકર છુટતાં ઘરથી:-

સદા આન્દ છે ત્યાં તો
અજબ મસ્તી-ખુમારીનો,
શીખાવે તે પ્રણય ગાનો
મધુર શું રુપ આપીને?

માથેરાન, ૧૮-ડીસેમ્બર ૧૯૧૭.

૬૬

નમનથી નમતાં રસ રેડતી,
ફરી ફરી દુઃખ દૂર રમી રહી;
સુખ સુધા નદી નીર વહાવતી
વ્યથિત વ્યાધિ તું તીર ડુબાવતી;
કદિ કદિ કરથી, કરુણા કરી,
અમૃત અંજલિ આદિક આપતી.

નહિ નહિ નવ સ્વાંગ સદા સજી,
તુજ રુપે હસ તું રમતાં હજી;
ગુણ કદિ ગણી કાં ભૂલથી ભમી,
ફર ફરે ફરથી ફરતાં ફરી,
મનહરા નવ મૂર્તિ નિહાળતાં
ચિત્ત ચળે સુપયોદ શું પેખતાં.

હાલર, ૨૧-ડીસેમ્બર ૧૯૧૭.

૬૭

ગયો જે સીંધુના તીરે
  ફરે છે તેહ શું પાછો ?!
    અનિલ લ્હેરી ઉડી ફરતાં
      મઝામાં તે પડે ત્યાં તો.

ઉછળતી ઉર્મિઓ પેખિ,
  રગે રગ રાગ રસ રમતી.
    નવીન હા ! તે જૂવે ત્યાં શું ?
      ઘડી પલ ત્યાં વીતી જાતી.

સલિલે ચિત્ર નિજ નીરખી
  નવલ રુપ દૃશ્ય તે કરતું,
    ઢળે મન પ્રેમથી ત્યાં તો
      લગન એ રુપનું ધરતું.

નહિ જ્યાં ભાન પોતાનું
  ભુલે આનન્દ પામીને;
    રસે રેલી અહા ! ત્યા સૌ
      ડુલે રસ શિર ધારીને.

માથેરાન, ૧૮-ડીસેમ્બર ૧૯૧૭.

૬૮

અહા ! પ્રભુ ! વરસાવ મેઘ
  તાપ સહુ દૂર કરી;
રોષથી ચમકારે વિદ્યુત
  લે સકલ દુઃખહરી!

તિમિર તોડી બન્ધ છોડાવી,
આદેશ વજ્રનાદે ધરાવી,
ગુણ રૂપ ઐકય સૌ કરાવી,
  રાખ તું હૃદે ધરી.

પ્રલય રૂપ ધારી કરે શું
  પિંડ મમ રેલાવી
રુપ મુજ સમાન કર તું
  હે દેવ! વિશ્વ-ધારો!

ચાહ મ્હને, પ્રભુ! ચાહ અરે! તું
પિતાને ક્રોધે સુમાત કરે શું
ભુલી દોષ પાપ પ્રીતિ કરે શું ?
  સ્વપુત્ર પ્રતિ સારી.

ઝાલર, ૨૧-ડીસેમ્બર ૧૯૧૭.

૬૯

કનકે રસી,
નભમાં વસી,
સજે પૃથ્વીને
રવિ તાપથી.

રજની બધી,
દૂર ત્હેં રહી,
ભૂમિ પાદમાં
સ્થિતિ છે કરી.

પૂરી રાત્રી જ્યાં
તિમિરે જતાં,
પ્રગટે તહાં
નભ વિલસી.

કર આપીને
દુઃખ કાપીને,
લઇ તું સઉ
ઉડ, શી કૃતિ?!

હાલર, ૨૧–ડીસેમ્બર ૧૯૧૭.

૭૦

જ્યાં આવે વર્ષા વસન્તકરમાં,
જ્યાં રાત્રી સૂર્યે રહે,
ત્યાં જોવું સૌ જઇ મમ નયનથી
આનન્દ હા! એજ છે.

જ્યાં ઇન્દુ ગગને ફરે દિવસમાં,
પુષ્પો ફુટે તાપથી,
ત્યાં બેસીને વિહાર આજ કરવો
કો દિવ્ય હા! પ્રેમથી.

જ્યાં વારિ ભૂમિ ઉતરી નભ ચ્હડે,
મૂલો મળે શાખને,
ત્યાં આવી સૌ વેલવેલી સીંચવી
તવ પુષ્પના કારણે.

જ્યાં ઊર્મિ ચડતી રહે ગગનને,
છોળો ભમે આભમાં,
ત્યાં બેસી તુજ સાથ આજ રસમાં
છે ખેલવું નાવમાં.

હાલર, ૨૧ ડીસેમ્બર ૧૯૧૭.

૭૧

અરે, તસ્કર! વૃથા શાને
કરે ચોરી તું પોતાથી;
કરે છે તુંજ પોતાનું
ખુની ? શું ખુન ખંજરથી.

અરે, રાજા ! જરા તું જો
કરે છે રાજ્ય કોના પર ?
સદા સેવક બની સૌનો,
તું સેવે કોણ ? હે, નોકર !

નહિ અહિં પારકું બીજું
સદા છે એક અહિંઆ તો
તું સેવે ને બને રાજા
અહા ! હરનિશ પોતાનો.

કરી દે દૂર સૌ આજે
મુરખ ! તું ભૂલ પોતાની;
નથી કંઇ સાર એ સૌમાં
ભૂલો ત્હારી ગણાવાની

હાલર, ૨૧-ડીસેમ્બર ૧૯૧૭

૭૨

શિશુ અઙ્ગ વિવિધ રઙ્ગ સજીને
 કણ્ઠે શું માલા ધરી,
ચાલ્યો દૂર ઉમંગ ઉર ધરીને,
 સૌ ખેલતાં જ્યાં રહી.

જૂવે નિજ સ્વરુપને કુતૂહલે
"શું સાજ છે મ્હેં ધર્યો ?
"હા ! હા ! રુપ બન્યું કંઇ અવનવૂં
 "સૌ મ્હેં ઉમેરા કર્યો ! "

એવો ગર્વ અયોગ્ય ચિત્ત ધરતાં
 આવ્યો મહા મણ્ડપે;
પેખે સૃષ્ટિ-લીલા અપૂર્વ રુપ ત્યાં
 ના તોષ તેથી ધરે.

જોતાં એ સૌ તે હસે મૃદુ મૃદુ
"હા ! ઠીક છે સૌ કર્યું !
"ના તોયે હજી સાજ આ મમ સમો,
 "શું રુપ છે મ્હેં કર્યું ? !"

હાલર, ૨૨-ડીસેમ્બર ૧૯૧૭.

૭૩

અભ્રો અભ્ર શું ઘેરે છે
 છાયા નીલ નભે કરી;
વર્ષા વારિ શું ફેંકે છે
 દિશાઓ ડુબવી બધી.

રજનિ શ્યામલ પટે,
થંભી ત્યાં ક્ષિતિજે તટે,
ઢાંક્યું વિશ્વ બહુ ધીમે,
 બીડે શતદલ પાંખડી.

આવા કાળ—પથે ભ્રમતો
 છે તું કોણ પથિક અહિં?
અહાહા! ભૂલ કરી મ્હેં તો
 જાણ્યા નહિ શું મમ સ્વામિ?

આ ધરશો ના લેશ હૃદે,
દેખી સૌ મમ શુન્ય ગૃહે,
જાશો ના પ્રભુ દૂર પથે,
 ચોળાવી મુજ આંખડી.

ડાકોર, ૨૨-ડીસેમ્બર ૧૯૧૭.

## ૭૪

મમ હૃદે પ્રભુ! સ્થાપન કાં કરી
હૃદય-બન્ધ કર્યાં તમને પૂરી ?!
નવલ ચન્દ્ર ન સૂર્ય કો જાણતું
તુજ નિવાસ શું કો યદિ ધારતું;
નિજ પ્રભાને શું મોકલે શોધવા-
તુજ સ્વરુપ વિશાલજ પેખવા.

પટલ અન્તર ત્યાં વચમાં પડી
સ્થિર કરે સઉ યત્ન તદા નડી.
અનિલ લ્હેરી શ્રવણ ગુન્જાવીને,
વિનવતી કૂહે છે મમ ચિત્તને.
'કરૂં શું હું' મન એહ વિમાસતો,
નવ સુમાર્ગ હજી કંઇ જાણતો.

હાલર, ૨૨-ડીસેમ્બર ૧૯૧૭.

૭૫

પશ્ચિમે અર્ણવ કુદે નવ રુપે,
સુશાન્તિનું વારિ ત્યાં
નાચે છે મધુ ઉર્મિ એ શીખ વ્હડી
હેમે સજી અંગે શાં ?

પક્ષી શું ગૃહનિજ દૃષ્ટિકરીને,
આનન્દના વેગથી
ઉડે ત્યાં મળવા ફરી અધીર થૈ,
સ્વબાલને પ્રેમથી.

વૃક્ષો ત્યાં અતિ શોક હૃદે ધરતાં
ઉભાં ધરી મૌનને;
બીડે કોમલ પાંખડી અનુભવી
નલિની લ્હયાં કષ્ટને.

એ સૌ ત્હારી લીલા અનન્ત રસની
શું દિવ્યતા તે ધરે ?
તું ખેંચે પડદા સહુ રમતમાં
આ વિશ્વ-ભૂમિ પરે.

૭૬

હૃદયનાથ! જીવન મ્હારૂં
ત્હારે ચરણ.
પ્રાણવિહાર! કર તું ધાર્યું
ત્હારે શરણ.

અહ જીવન છે ત્હારે કાજે
શિર લઇ ભલે તેહ તું સાજે
મુજ સંગાથે ખેલ કર તું
છે અરપણ.
હૃદયનાથ! જીવન મ્હારૂં
ત્હારે શરણ.

મમ હૃદયને લે તું ભલે
હૃદય હરણ !
કર વીણા તું સંગિત બોલે
નવલ ચરણ.

હોય ભલે ત્હારી મરજી એવી
લે તું આ મમ રઙ્ગીન લોહી
નવીન રઙ્ગ આવે અતોલે
રક્ત વરણ.
હૃદયનાથ ! જીવન મ્હારૂં
ત્હારે ચરણ.

હાલર, ૨૭-ડીસેમ્બર ૧૯૧૭.

૭૭

પ્રભુ! ત્હારો આ અકાલ વિરહ
અઙ્ગ અઙ્ગ શું જાગે છે;
અતુલ ત્હારૂં મુગ્ધ સ્વરુપન્
હૃદય વીણાએ વાગે છે.

સાડી ધરી રજની બધી કાળી,
તારા તારાની રચિત ચોળી,
ત્હેરી ઉભી પણ હૃદય ખાલી
રતિ શું અન્તર રાગે છે!

સ્મરણ ત્હારૂં નસેનસ થાય,
નામ પ્રાણેશ્વર! નવ ભૂલાય,
વિરહ વેદના નહિ સે'વાય
હૃદય પ્રેમ માગે છે.

શ્રાવણ મેઘ વહે મમ નયને,
વસ્રો ભિંજે મુજ સૌ ત્યાં શયને,
લળી લળી સ્મરૂં નમને નમને
તોય શું તું હજી ત્યાગે છે?!

હાલર, ૨૩-ડીસેમ્બર ૧૯૧૭.

૭૮

આજ્ઞા દીધી ત્હેં મ્હને
    તુજ વિશ્વ—મણ્ડપ આવવા.

મુજ વીણા હું લાવ્યો સાથે;
કરી ખેલ વિવિધ તે સંગાથે
    રાચું હું અંતર આજે.
        મણ્ડપના કાર્યો કંઈક જૂદાં
    લીધાં સૌએ મન જે રાજે;
        મ્હેં સંગિત યોગ્ય ગણ્યું તદા.

હૃદયે પ્રતિતી ભરે,
તુજ સમ્મુખ મુખ નિહાળવા–

'સંગિત–કવિ વીણ અહા !
'ના પ્હોંચે તુજ દ્વાર મહા.'
ના તાન સુર કંઇ હું જાણું,
આશા મુજ એથી રૂહે ઘટતી,
'પ્રભવે કયાંથી તુજને મળવું'
સઉએ ભૂલ મ્હારી મ્હને નડતી.

'મમ સાજ નૂતન છે'
બસ બ્હીક મ્હને તે ધ્રૂજાવવા.

તું હોજ અપાર દયાળુ
સંગિત ગણ્યું રઢીયાળુ
મમ નૂતન અભ્યાસી તાણું
હતું પૂર્ણ સરલ જો કે તે,
પ્રેમે શું તેહ વધાવી ઘણું
તું મુગ્ધ થયો શ્રવણે છેઃ–

ઉત્સવના આનન્દ અન્તે
આવ્યો મમ પાસ વધાવવા:—

"ત્હેં કીધું તુજથી બનતું,
"મિત્ર! સ્મૃતિમાં તે રમતું
"કંઇ અવનવી યાદ કરાવતાં.
"ચિત્તે જાગૃતિ તેહ કરે
"હૃદય કુંજે તાર હલાવતાં.
"શું પૂર્ણતા સુર તે ધરે? !"

હાલર, ૨૪-ડીસેમ્બર ૧૯૧૭.

૭૯

સ્નેહતટે મિલન ત્હારૂં
  થયું છે યુગ પછી બહુ,
તોયે તું હજી શાન્તિ લઇ
  ઉભી રૂહી લઇ રુષણું.

ના શું બોલ હજી બોલે ?
આવે ના તુજ કો તોલે,
મન–નાવ મ્હારી ડોલે
  કો દિવ્ય સ્વરને ખોલ તું

સુખ દુઃખ પડ શાં ફર્યાં
  દિન રાત સાથ વીતતાં,
મોહક રઙ્ગ ર્‌હડયો છતાં
  નયનો તે નવ જાણતાં.

પ્રેમ ઝરે તુજ નયને,
ખીલે સદા મમ મને
કુસુમો શાં ઉપવને
  આનન્દ–ગન્ધ ફેલાવતાં.

હાલર ૨૪ ડીસેમ્બર ૧૯૧૭.

૮૦

વિશ્વના અનન્ત તટે
બાલકો ભેગાં મળીને
નાચે કુદે ભૂમિ પટે
હર્ષ હૈયે ધારીને.

પ્રથમ મિલન કરી
કુદે સાથે હોંસ ધરી
જીવનના હેતુ કહે છે
હૃદય ઉઘાડીને
વિશ્વના અનન્ત તટે
બાલકો ભેગાં મળીને.

ઇચ્છા હૃદે અતિ ધરી
          વિપુલ આકાશ-રથે
સૂર્ય ચન્દ્ર અશ્વ કરી
          સ્વછંદે દોડાવીને

મેઘના વિમાને બેસી
દૂર દૂર આભે ફરી
ઉડવા કરે છે બહુ
          આશમાં તણાઈને
વિશ્વના અનન્ત તટે
          બાલકો ભેગાં મળીને.

સુખ સર્વ તેમાં ગણી
          કંઇક એવું વિમાસે
દેહ કનકે રસેલી
          પાંખ કર ધારીને-

અતુલ પરિક્રમણ,
અનિમેષ-એકક્ષણ
અખિલ બ્રહ્માંડનું
          આવવું છે કરીને
વિશ્વના અનન્ત તટે
          બાલકો ભેગાં મળીને.

આવી આવી કલ્પનાની
કોઇક ઘૂણા કરે છે
અન્તરે અગોચરની
આશ ભરી રાખીને.

અભેદ પથની શોધે
પ્હોંચીને તે દૂર દેશે
નયનને ઠારવાં છે
અવનવું જોઇને
વિશ્વના અનન્ત તટે
બાળકો ભેગાં મળીને.

અદ્યાપિ અનેક એવા
ઇચ્છા ધરી નહિ જાણે
મેઘ તેથી આશાના
તુટે વિખેરાઇને.

આવાં આવાં બાળકોનો
એકઠો થયો છે મેળો;
નાચે કુદે ભૂમિ પટે
હર્ષ હૈયે ધારીને
વિશ્વના અનેક તટે
બાળકો ભેગાં મળીને.

હાલર, ૨૫–ડીસેમ્બર ૧૯૧૭.

૮૧

હું જાઉં છું દૂરદેશ જોવા
વસ્તુઓ કંઇ અવનવી;
પથ વિકટ છે તે પ્હોંચવા
ત્યાં આવશો કોઇ નહિ.

ભૂમિ તારકોની કંઇ કુદી,
ભય અન્ધ ગુફા ત્યાં મુકી,
પથ કંટકોનો રચિત છે
ત્યાં આવશો કોઇ નહિ.

નવ યત્ન કો કરશો કદિ
મુજદ્વાર જોવાને ફરી,
જે દ્વારમાંથી વિશ્વની
નિરખી રહ્યો છું હું છબિ.

એ ચિત્રમાં કંઇ છે પડે,
પડી દોડતાં વળી તે રડે,
રડી માર્ગમાં આગળ વધે
નિરખી રહ્યો છું તે છબિ.

હાલર, ૨૫-ડીસેમ્બર-૧૯૧૭.

# કાવ્યાનુક્રમ દર્શન.

કાવ્યક્રમ.

---